# विद्यार्थी कुटुंब.

ગુજરાત ટ્રેનિંગ કોલેજના સ્કોલરો

અમદાવાદ. સન ૧૮૮૧.

દોહરો.

પ્રીતિ વધવા પરસ્પર, રે'વા આદરભાવ;
સૌભાઈને અર્પણ કરૂ, લ્યો તેનો શુભ લહાવ.

રચનાર સ્કો. નાથાલાલ દેશાઈભાઈ, દેશાઈ.



अमदावाद

પાનકોરને નાકે બંધારાઓગમા મુલચંદ-
રાયચંદના મકાનમાં બલાખીદાસ નારણદાસે સત્ય
પ્રકાશ પ્રેશમાં છાપ્યું. સંવત ૧૯૩૭ સને ૧૮૮૧

કિમત ૩ પઇ.

# स्तावना*

જૂદા પડયે અરસપરસ પ્રીતિ રહે, અને ઘણે વર્ષે પણ વિદ્યાર્થી અવસ્થાનું સ્મરણ થાય, તેટલા માટે આ લઘુ પોથી રચી છે. તેમાં બીજા અને ત્રીજા વર્ષના સ્કોલરો કે જેઓનો મને પૂરો અનુભવ છે, તે દરેકનું નામ, તે કયા ગામના, તે મથાળે મૂક્યું છે. અને તેમની કોઈ શક્તિ યા ગુણ કે જે વડે તેનું સ્મરણ થાય, તે કવિતામાં દરશાવ્યા છે. પણ પેહેલા વર્ષના સ્કોલરો સાથે મારે પૂરતો પરિચય નહી પડ્યાથી તેમનાં નામ, અને કયા ગામના, તે છેડે આપ્યું છે.

વાંચનાર ભાઈ! આ મારો પહેલો પ્રયત્ન છે. માટે ભુલચૂક દરગુજર કરશો એવી આશા છે. તા૦ ૧ માહે અગષ્ટ સન ૧૮૮૧

સ્કોલર, નાથાલાલ દેશાઈભાઈ, દેશાઈ.

# પ્રભુ-સ્તુતિ*

## પદ.

ધન ધન હે કરૂણા નિધિ સુખકર જગકર મંગળકારી,
પૂરણ બ્રહ્મ અખિ લેશ અગોચર અગમ નિગમ ગતિ તારી,
અકળ કળા તુજ હે અવિનાશી જોતાં દિલ જઉ હારી. ધન ધન૦
પ્રભુ ઘટ ઘટ વ્યાપી, શક્તિ અમાપી, જાય ન માપી;
કરૂણા કરી કર દે શીર સ્થાપિ, દીન જન કેરૂં દુખ લે કાપી,
સદાનંદ પરબ્રહ્મ પુરાતન તુજપર જઉ હું વારી. ધન ધન૦ ૧
તું સ્ટષ્ટિ કર્તા, ભવ ભય હર્તા, દીન જનોનાં દુખ દિલ ધર્તા,
સકળ સૃષ્ટિ સૌ ઠામ વિચરતા, ભક્ત જનોને સુખ બહુ ભર્તા;
તુજ ગુણ ગાતાં વિભુ વિશેષા ગતિ કયમ ચાલે મારી. ધન ધન૦ ૨
જય જય દીન બંધુ, કરૂણા સિંધુ, નમી નમીને તુજ ચરણે વંદુ,
આકારી રવિ દિન કર ઇંદુ; હું સાગર જળમાં જયમ બીંદુ;
સુધા સિંધુ મુજ મન ડગમગતું, પળ પળ થાય વિકારી. ધન ધન૦ ૩
રે ધરણીધર, અમ દીન જનપર, પ્રભુ કરૂણા કર, સુખકર;
દુખહર, જય ભક્તિ ભર, અમ તુજ અનુચર, સ્તુતિ સુણી-
હરિહર, મોક્ષ કરી દુખ ભય ભવ કેરાં તેતે સર્વ નિવારી. ધન ધન૦૪
જયજય જગ સ્વામી, પૂરણ કામી, તુજ બહુ નામી, ભક્તિ-
કરી મન રહુ વિરામી, નહીં તુજ ખામી, અન્તરજામી, સૌ દેવો
ના દેવ સુખેશ્વર તુજ પદ રહો વિચારી. ધન ધન૦ ૫

સુણો સૂખ વાણી, લે દુખ જાણી, ભક્ત પ્રમાણી, લે કરતાણી,
અવર તજીને કરી તુંજ ખાણી, માટે પ્રભુ લે મુજને નાણી
અવિગતિ માહા ગતિ ગહન ગતિ સુખદ સ્વર્ગની બારી. ધનધન. ૬
સંત સનાતન, બ્રહ્મ પુરાતન, શુદ્ધ શુરાતન, જાત ગણી-
ત્યમ ગણ્યો અજાતન, સ્તુતિ કરો નમતા દેવ અને જન,
વિમળ કરો મન સુખદ, સુરેશ્વર મુજ મતિ શુદ્ધ સમારી. ધનધન. ૭
પ્રભુ પરમેશ્વર, તું વિશ્વેશ્વર, તુ અખીલેશ્વર, તુ સચરા;
ચર વ્યાપક ઈશ્વર, કરૂણા કરી પ્રભુ ધો મુજને વર, પ્રાણ
નાથ વિભુ નાથ અરજ આ લ્યો ચિત્ત માંહી સ્વીકારી. ધનધન. ૮

~~~~~~~~~~~~~~~

## ભજન કરવા વિષે.

### પદ.

ચાલ સમર સકળ સૃષ્ટિના વિધાતા;
સકળ સૃષ્ટિ શ્યામ એને, ભજે નવનીધ તેને,
રૂષિ મુનિઓ સર્વ જેને, ગાતા ગાતા ચાલ૦ ટેક.
વખત જાય વખત જાય ચેત પ્રાણી;
તેની ભક્તિ તાણી જુગિત તે લે જાણી,
શુ ફુલાય છે અનિત્ય સુખ માણી;
પ્રીય બંધુ, સમજ જ્ઞાન, સમજ જ્ઞાન,
તજ ગુમાન, આણીસાન; રાખભાન,
બ્રહ્મ ધ્યાન, શિક્ષામાન, ઝટ ધર કાન,
થશે શાતા શાતા. ચાલ૦ ૧
~~~~~~~~~~~~~~~

ભજન ભાવ થકી શાન્તિ સર્વે પાશે;
દેહ અંધપણું તુંથી દુર થાશે;
પોચીશ પરમ ધામ વિષે પ્રભુ પાસે;
માટે ભાઈ, ભૂલે કેમ, ભૂલે કેમ,
તજી વ્હેમ, કુશળક્ષેમ, પ્રભુ જેમ,
પ્રસન્ન તેમ, કરી એમ, પીને પ્રેમ,
કરનિ પાતા પાતા. ચાલ૦ ૨
હજુ હાથ બાજી છે તું મૂઢ ચેત;
પછી પરૂ વાઈશ થ નાશ ધાર્યો ખેત;
કશી રીત થકી ફરી નૈં આવે વેત;
સમય સાધ, નથા ખીન, નથા ખીન,
જ્યમ જળ વીન, મરે મીન, પ્રીતિલીન,
અન્તર ભીન, ન કર ચીન, પ્રભુ આધિન,
જા કર જાતા જાતા. ચાલ૦ ૩
મમત છોડ મમત છોડ સારૂ તાકી;
સદા મન્ડ જરા પણ ન રહે બાકી;
ઇચ્છા ઈશ તારી કરશે પૂર્ણ પાકી;
નાથજી કે'છે, સમર વીર, સમર વીર,
રાખિ ધીર, સોંપ શીર, લેવા હીર,
એછે મીર, સામે તીર, સુખ સ્થીર,
કરશે થાતા થાતા. ચાલ૦ ૪

---

## ત્રીજુ વર્ષ.

૧ નારણજી ફકીરભાઈ રે. કુલપાડા તા. ચોરાશી. જી. સુરત.

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

આખારી બહુ મેળવી પ્રિય થયા, વાક્યો સુભાષી વદી;
સૌ સાથે મળતા રહ્યા પ્રથમથી, ના ક્રોધ કીધો કદી;
આત્રા શાન્ત મિજાજથી સઉ જણા, સંભારશે સર્વદા;
નીશ્ચે નારણજી તણા ગુણ ઘણા, તે કેમ ભૂલે કદા. ૧

૨ કલ્યાણજી ખંડુભાઈ રે. અબરામા. જલાલપોર. જી. સુરત

રે' જેનું મુખ તે સદાય હસતૂ મારૂં ગમે છે ઘણું;
શોભી ત્યમ દિલના ઉદાર પંડે, છે યોગ્ય સાદાપણું;
મીત્રોમાં ગમ્મત કરે મન મુકી, ના ગર્વ ચીત્તે ધરે;
કંજૂસાઈ કલ્યાણજી નવ કરે, ને મીત્ર માટે મરે. ૨

૩ ચૂનીલાલ મોતીલાલ. રે. મહુધા. તા. નડિઆદ. જી. ખેડા.

જ્યાં ચૂની કહિ ત્યાં બધાય સમજે, વીંટી કરે ઓપતી;
શોભે હાથ બધો બધ્યાં થકિ ખરે, ના ભૂલ એમાં રતી;
તો મેં લાલ મળ્યા થકી પછિ રહ્યું, બાકી શું કે'વાપણું;
ચૂનીલાલ ખરા સુલાયક પછી, એથી શું કેએ ઘણું. ૩

૪ શીવશંકર જગજીવન. રે, કચ્છ ભૂજ.

### વસંત તિલકા.

બુદ્ધી ઘણી ગણિત આદિક વીષયોમાં,

સારો વિવેક ત્યમ જ્ઞાન જણાય જેમાં;
એવા ખરેજ શિવશંકર ટેક ધારી,
આવ્યા સ્વદેશ તજિને અહિં લાભ ધારી. ૪

૫ મુળજી રૂઘનાથ. રે. વાડાસીનોર.

શાર્દૂલ વિક્રીડિત છંદ.

રેવા તીર વિષે હતા પ્રથમ એ, પાંધા ગુરૂ ત્યાં થકી;
આવ્યા કેળવણી તણું મન કરી અહિં સ્વછંદે નકી;
રે થોડા દિનમાં જશે પણ જશે, એ ચીત્ત સૌનાં હરી;
એવા છે મુળજી તણા ગુણ રૂડા, ભૂલ્યા પણ ના જશે. ૫

૬ છગનલાલ વિધારામ રે. લુણાવાડા.

આવ્યા છે દિન ટુંકથી કયમ કરી, કહ્યા ગુણને દોષ હું;
જાણું કેમ કરી અનુભવ વિના કે'વાય ના સારશું;
છે તોયે બહુ લાયકી વચનમાં, બોલ્યે જ ગુણે ખરે,
જોતાં સુજ્ઞ જણાય છે છગન એ, સૌ સાથ પ્રીતિ કરે. ૬

બીજુ વર્ષ.

૧ કાનજી ગોવિંદજી રે. જલાલપુર. જી. સુરત.

ગીતી.

ત્રણ છ માસિકથી જે, પ્હેલે નંબર રહ્યા જુઓ ભાઈ;
એ મે'નત તે કેવી કે બુદ્ધિનો પ્રતાપ સુખદાઈ.
થોડા બોલા ગુણ્યો, કો સાથે નહીં જરાય તકરાર;
કાનજિમાં શુભ ગુણનો, પરમ પ્રભુએ ભરેલ ભંડાર. ૭

૨ મકનજી ભીમભાઈ. રે. જલાલપુર. જી. સુરત.

ગીતી.

મંડ્યાનો ગુણ સારો, સદાય લેસ ન વિષે રહુ ખંતી;
જરાય ના કંટાળે, મ્હેનત કરતા ખરા દિલે બનતી;
વધવાની આકાંક્ષા, તે જનને ફળ મળે ન કયમ સારૂં;
મકન તણો ગુણ જોઈ, પ્રસન્ન રે'છે સદાય ચિત મારૂં. ૮

---

૩ ઉસમાન બચલ રે. કચ્છભૂજ.

સવૈઆ (એકત્રીશા)

છેલે નંબર હતા પરંતુ, પ્રથમ છ માસિકમાં કરી જોર,
બીજે નંબર આવી બેઠા, કો કેવો બુદ્ધી અંકોર;
છે જાતે પરદેશી તોપણ, ચડે ન કોનું બુરૂ લેશ,
સૌના સારામાં રાજી, ઉસમાન તણો શુભ એ ઉદ્દેશ. ૯

૪ નેમીદાસ લક્ષ્મીચંદ રે. કચ્છ ભૂજ.

શાલિની છંદ.

પોતા કેરાં ના ગમે કૈં વખાણ,
ઇંગ્રેજીમાં જેહ છે સર્સ જાણ;
નેમીદાસે જ્ઞાન સારૂં ધરાવ્યું,
નૈ મોટાઈનું અભીમાન આવ્યું. ૧૦

---

૫ નાગરજી કંથડજી રે. દીહેણ તા. ઓરપાડ. જી. સુરત.

હરિગીત છંદ.

ઊંડો અનૂભવ પામવા મન, માંહિ આકાંક્ષા ઘણી;

બેસન કર્યા ઉપરાન્ત જોનાં, પુસ્તકો વાંચ્યા તણી;
પ્રીતી ઘણી અન્તર વીષે, ઈચ્છા ઘણુ જોવા વિષે;
કંઈ નવિન ચીજ જોવા થકી, નાગર તણું મનડું હિંસે. ૧૧.

૬ છોટાલાલ લાલચંદ. રે. તોરણા. તા. કપડવણજ. જી. ખેડા.

મંદાક્રાંતા છંદ.

સર્વે સાથે સરસ વચને માન આપી વદેથી,
કો'ના શત્રુ સરવ સરખા મીત્ર છે ગુણ તેથી;
બોલચે ચાલચે ખબર પડતી લાયકી એમના જે.
છોટાલાલે સરસ કિરતી મેળવી આવિને તે. ૧૨

૭ વશનજી નથુભાઈ. રે જલાલપુર. જી. સુરત.

દોહરા.

નવ બોલાવે કોઈને, કરિ તુંકારો એહ;
સૌની સાથ ખુમાશથી, વર્તે છે નિત્ય તેહ. ૧૩
સમજે બહુ બહુ પુછીને, જરા નહીં શરમાય;
વશન વિષે ગુણ એ રહ્યા, તેથી એ પરખાય. ૧૪

૮ ઉંમરભાઈ ગરબડ રે. અલીણા. તા. નડિઆદ. જી. ખેડા.

કાવ્ય છંદ.

અક્ષર લખતા સરસ, ખરો મોતીના દાણો;
શુંદર એક સફાઈ, ભળે નૈં તાણો વાણો;
જાતે વોં'રા તોય, કરી અભ્યાસ ભણ્યા બો;
ભોળાપણથી ગમ્યા, સરસ ઉંમર સૌને બો; ૧૫

૯ રણછોડભાઈ પ્રાણજીવન. રે. વલસાડ. જી સુરત.

**અવંગમછંદ.**

સ્વધર્મને ગણી શ્રેષ્ટ, સદા મન રાજતા;
પર ધર્મીનો બોધ, સુણી ખુશ ના થતા;
લાલચમાં લપટાઈ, અવરમાં ના જતા;
એ ગુણથી રણછોડ, સરવમાં શોભતા. ૧૬

---

૧૦ નાથાલાલ. દેશાઈભાઈ. રે. મહુધા. નડિઆદ. જી. ખેડા.

**શાર્દૂલ વિક્રીડિત છંદ.**

જેનું મૂખ સદાય કાળ હસતું, ભાષા રૂડી ભાખતા;
હું કારે નહીં લેશ વાત કરતાં, સૌને ઘણા ભાવતા;
એવો પ્રેમ સદાય કાળ સરખો, સર્વે પરે દાખતા;
નાથાલાલ બધાય સાથ વદતાં, લાવણ્યતા રાખતા. ૧૭

રચ્યો. ભોળા૦ કાલો૦

---

૧૧ લલુભાઈ મયારામ. રે. ચકલાશી. નડિઆદ. જી. ખેડા.

**ભુજંગી છંદ.**

સ્વર્ણકલા તણું છે અભીમાન જેને,
કહો ગામનું કેમ ના હોય તેને;
સુણી બોલવું એમનું મન ભાવે,
કરી રીઝ સૌને લલુભાઈ હસાવે. ૧૮

---

૧૨ ગાંડાભાઈ પરસોતમ. રે. અમલસાડ. જલાલપુર જી. સુરત

હરિગીત છંદ.

જાતે પ્રમાણીક છે વળી, સાચાઇનો ગુણ સરસ છે;
કવિતા ઉપર બહુ પ્રીત ને, નિંદા બીજાની વિરસ છે;
ગુણવાન ગાંડાભાઇનું શુભ, માન છે એ રીતથી;
લેવા નવિન કૈં જ્ઞાન સુગુના, વાત પરની પ્રીતથી. ૧૯

૧૩ હરિભાઇ સુરભાઇ. રે, દીહેણ. તા. ઓરપાડ. જી. સુરત

મધુભાર છંદ.

જ્ઞાની ભલારા,
ગુણ એહ ખાસ;
લે સંત લ્હાણ,
હરિભાઇ જાણ. ૨૦

૧૪ નાનજી મુળજી રે, કચ્છભુજ.

શિખરિણી છંદ.

રહે થોડું વાંચે સ્મરણ તણી ના ભુલિ જતા,
વાણી સારી શકતી નિરખિ સઘળાએ ખુશિ થતા:
કહો તેને શાનું કઠણ હલકું વ્યસન દિસે,
બધું લાગે સેલું, સરસ શકિત નાનજિ વિષે. ૨૧

૧૫ દેવશંકર માહેશ્વર. રે. ઉમરેઠ. જી. ખેડા.

હરિગીત છંદ.

હીંમત તણા હરિઆણ છે પરભા, ન કોની રાખતા:
ડરતા ન કોથી લેશ થાઉં, પેશ મનનું પાડતા;
સારૂં થવા પોતા તણું નવ, કોઇની પળશી કરે;

દીલ દેવ શંકર શુદ્ધ નિશ્ચે, કપટ નહિં જેમાં જરે. ૨૨

૧૬ પ્રેમજી હરિરામ રે. કચ્છભુજ.

સોરઠા.

નામ તણો મહિમાય, રાખ્યો પૂરણ પ્રીતથી;
તેથી સઘળા ચા'ય, એ ગુણ સારો જાણવો. ૨૩
રાખે સૌશું પ્રીત, નામ પ્રમાણે પ્રેમજી;
ઇચ્છે સૌનું હિત, બીજા પણ ગુણ સરસ છે. ૨૪

૧૭ ભોળાનાથ કાળીદાસ રે. દેલવાડા. પ્રાંત સોરઠ ઇ. કાઠીઆવાડ

મોં જેનું દિનરાત, હસતૂ રે' ગમ્મત વિષે;
હરિને કરતા વાત, રમુજ કરે બહુ રીતથી. ૨૫
જરાય ના દિલગીર, કોઇ દિવસ દીઠા અમે;
છે જાતે શુરવીર, નામે ભોળાનાથ તે. ૨૬

૧૮ દલસુખ કરૂણાશંકર. રે. કપડવણજ. જી. ખેડા.

હરિગીત છંદ.

છે નમ્રતાનો ગુણ સરસ સૌ, ને નમીને ચાલતા;
નહીં રોફ બહુ સાદાઇ ગુણ, એથી બીજા બહુ શોભતા;
કો મશ્કરીમાં કે' કશુ પણ, રોસ અન્તર ના ચડે,
એ ગુણ છે દલસૂખમાં સૌ ચા'ય છે જન તે વડે ૨૭

૧૯ ભવાંનીશંકર મોરારજી રે. કચ્છભૂજ.

સવૈઆ (બત્રીશા)

સંત સમાગમમાં રહીને મન, શુદ્ધ કર્યું સુણી ધર્મ કથાઓ;

બોધ કરે નિજ મીત્ર કને નિત્ય, પ્રેમથી સર્વ સુરેશ્વર બાપ્પો;
ધર્મ અને પર ધર્મ તણા મત, ભેદ બધા ચિત્તમાંહી વિચારી;
તેહ ભવાની અને મળી શંકરની શક્તિ ધાર્યો છે ખુશકારી. ૨૮

૨૦ નાગજી ધાભાઈ રે. આણખી. તા. જંબુસર જી. ભરૂચ.

---

હરિગીત છંદ.

બેસન વીષે મંડ્યા રહે, આળસ તજિ ઉદ્યમ સજી;
જન કોઈની મન દ્વેશથી, નિંદા ન કરતા નાગજી;
બીજા તણી પંચાત નૈં, પોતે રહે નિજ કામમાં;
આ આ અભણ પોતે ભણી, શુભ નામ કીધું ગામમાં. ૨૯

---

૨૧ ચતુર્ભુજ જગજીવન રે. કચ્છભુજ.

ભુજંગી છંદ.

કુસંગી થકી રોજ ચાલે ડરીને,
ફરે સજ્જનો સાથ પ્રીતી કરીને;
કરે માન્ય સૌ બોલવું એમનું તે,
ચતુર્ભુજ આવ્યા અહીં કચ્છથી જે. ૩૦

---

ઉર્દૂ બીજું વર્ગ.

| નંબર. | નામ. | ગામ. | જીલ્લો. |
|---|---|---|---|
| ૧ | દાદાભાઈ ઈસોભાઈ. | કાવી. | ભરૂચ. |
| ૨ | બડા સાહેબ પીર સાહેબ. | અમદાવાદ. | અમદાવાદ |
| ૩ | મહુમદ ઇબ્રાહિમ. | કાવી. | ભરૂચ. |
| ૪ | સૈયદ એહમદ મીરઅલી. | અમદાવાદ. | અમદાવાદ. |

| | | |
|---|---|---|
| ૫ ઠાકર નથનભાઈ. | અમદાવાદ | ખેડા. |

## ગુજરાતી પેલું વર્ષ.

| | | |
|---|---|---|
| ૧ હરજીવન સુંદરજી. | ધોલેરા. | અમદાવાદ. |
| ૨ નીછાભાઈ મોરારજી. | અમલસાડ. | સુરત. |
| ૩ જટાશંકર જમનાશંકર. | પેટલાદ તાબે | ગાયકવાડ. |
| ૪ અગનલાલ રઘનાથ. | વાડાસીનોર તાબે | રેવાકાંઠા. |
| ૫ વ્રજલાલ ધનાભાઈ. | માતર. | ખેડા. |
| ૬ બાજીભાઈ ગલાભાઈ | સારસા. | ॥ |
| ૭ ડાહ્યાભાઈ ઉમેદરામ. | અમદાવાદ. | અમદાવાદ. |
| ૮ પ્રાગજી કુંવરજી | કલથાણ. | સુરત. |
| ૯ દાજીભાઈ ગોરધનભાઈ. | વડથલ. | ખેડા. |
| ૧૦ રણછોડ લાલદાસ. | કપડવણજ. | ખેડા. |
| ૧૧ સામળભાઈ જીવાભાઈ. | સામરખા. | ખેડા. |
| ૧૨ સાંકળેશ્વર કાળીદાસ. | અમદાવાદ | અમદાવાદ |
| ૧૩ મુળજી ગણપતરામ. | બાલાસીનોર તાબે | રેવાકાંઠા. |
| ૧૪ ખુશાલ મંગળદાસ. | વાઠવાળી. | ખેડા. |
| ૧૫ મોતીભાઈ નાગાભાઈ. | સામરખા | ખેડા. |
| ૧૬ કાળીદાસ પ્રભાશંકર. | માતર. | ખેડા. |
| ૧૭ લલ્લુભાઈ છોટાલાલ. | અમદાવાદ | અમદાવાદ. |
| ૧૮ કેવળભાઈ દયારામ. | બાવળા. | અમદાવાદ. |
| ૧૯ અલ્લારખિયા કેસરમીયાં. | કચ્છભુજ. | |
| ૨૦ નગીનદાસ શામળદાસ | મહુધા. | ખેડા. |

| | | |
|---|---|---|
| ૨૧ જીવાભાઈ બેચરદાસ. | અલીણા. | ,, |
| ૨૨ કરમચંદ હીરાચંદ. | કચ્છભુજ. | |
| ૨૩ હરસુખરામ પરભુરામ. | તોરણા. | ખેડા. |
| ૨૪ કાળીદાસ ભગવાન. | મોડાસા. | અમદાવાદ |
| ૨૫ પરસોતમ વેણીરામ. | અમદાવાદ. | અમદાવાદ. |
| ૨૬ અમીરૂદદીન નથુમીયા. | રાણપુર. | અમદાવાદ. |
| ૨૭ શીવલાલ જાદવજી. | સલુણ. | ખેડા. |
| ૨૮ ભોળાનાથ બેચરભાઈ. | બોરીઆવી. | ,, |
| ૨૯ હરગોવિંદ અમથાલાલ. | ખડાલ | તાબે મહિકાંઠા. |
| ૩૦ ફુલચંદ કકલચંદ. | અમદાવાદ | અમદાવાદ. |
| ૩૧ મુળજી લાલજી. | કચ્છભુજ. | |
| ૩૨ દામોદર નથુરામ. | બાવળા | અમદાવાદ. |
| ૩૩ છગનલાલ હરસુખરામ. | અમદાવાદ. | ,, |
| ૩૪ લલ્લુભાઈ ત્રીભોવનદાસ. | ડભોડા. | તાબે મહિકાંઠા |
| ૩૫ મુળજી નેઠારામ. | અમદાવાદ. | અમદાવાદ. |
| ૩૬ વજેશંકર ભીમજી. | કચ્છભુજ. | |
| ૩૭ ધનેશ્વર લલ્લુભાઈ. | બારેજા | અમદાવાદ. |
| ૩૮ રામશંકર કાશીરામ. | કચ્છભુજ. | |

ઉર્દૂ પેહેલું વર્ષ.

| | | |
|---|---|---|
| ૧ મસ્તુ મીયાં મીયાસાહેબ. | ધોળકા. | અમદાવાદ. |
| ૨ ઈસ્માઈલ કાસમભાઈ. | અમદાવાદ. | ,, |
| ૩ શેખ. અહમદ મહમદહાસમ. | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૪ ઇસપ પીરભાઈ. | કપડવણજ | ખેડા |
| ૫ નબી મીયાં. સૈયદ મીયાં. | ઉમરેઠ, | ॥ |
| ૬. કાલુશા ઈનાયતશા. | વિરમગામ. | અમદા |
| ૭ સૈયદ મીયાં પીરસાહેબ. | અમદાવાદ. | ॥ |
| ૮ વજીયોદ્દીન નશીરોદ્દીન. | ઉમરેઠ | ખેડા. |
| ૯ મીયાં સાહેબ બડામીયાં. | ॥ | ॥ |

